# ફેન્ટોમસ યાને શરીફ બદમાશ

૪૦ ભાગની તદ્દન નવી

ડીટેકટીવ સીરીયલ



ગ્લોબ સીનેમા Reg No 150 સેડહર્સ્ટ રેડ મુબઈ

કીમત માત્ર અર્ધો આનો

૪૦ ભાગ **ફેન્ટોમસ** ૪૦ ભાગ

# ફેન્ટોમસ

યાને

## શરીફ બદમાશ

૪૦ ભાગની તદન નવી ડીટેકટીવ

## સીરીયલ



## વીલ્યમ ફોક્ષની કળાનો નમુનો

સીરીયલમાં ભાગ ભજવતાં કેટલક જાણીતા

— અને પ્રખ્યાત મનાતા પાત્રો —

**ફેન્ટોમસ--એડવર્ડ રોઝ મેન,**

**સેંકડો વેષ બદલી ભલભલા ડીટેકટીવોને થાપ આપનાર**

**એક શરીફ બદમાશ**

**રૂથ**—મીસ "એડના મરફી," જેકની માશુક હેરીંગટનની એકની એક લાડકી દીકરી

**હેરીગટન**—એક કીમીયાગર રૂથનો બાપ

**જેક**—"જેની વોકર," એડી પોલોના ડ્રામા બનાવનાર જાણીતો ફીલમ પ્રોડયુશર રૂથને આશક

**ડીક્ષન**—અમેરીકાનો પ્રખ્યાત ડીટેકટીવ એક વફાદાર વીરનો

**ઇવ બેલફોર**—ફેન્ટોમસની માશુક.

# શરીફ બદમાશ.

## ત્રીજું અઠવાડ્યુ.

ક્યા પુછતે હો સાહબ મુજસે કે ક્યા હય દુન્યા
હીર્સો હવાકા ઘર હય દારૂલફ્ના હય દુન્યા
ગર્ચે બચશ્મે ઝાહીર ઇસ્મે હસી ખુશી હય
લેકીન હય ગમકી બસ્તી ઈબ્રત કી હય દુન્યા

રૂથ ઉચકાઇ ગઈ હતી કે ટેમસ સાથે પરણતા બરાબર વખત સગ્જ તેને કોઇએ દોરડા થકી ઉચકી લીધી હતી અને ત્યાજ આપણા બદનો પડદો પડયો હતો અને રૂથને છોડાવનાર કોણ હતુ? તેના ગડબડ ગોટાળા ભર્યા વિચારો આવતા જતા થયા હતા ચાલો આ અઠવાડીએ તેની ગુચણી ઉકેલી લઇએ

ભર દરીયે હાથ પગો બાધી આભ અને પાણીના આસરા ઉપર એક નાનકડી હોડકીમા રૂથના હૃદય મદીરનો દેવ એટલે આપણો વીરલો જેક પોતાના મિત્ર અને અનેક મુશ્કેલીઓ ભોગવતા ડીક્ષન સાથે ઘસડાતો હતો પણ પરમાત્મા તારી કળા કાઇ ન્યારીજ છે અકલ કુદરતને કોણ કળી શક્યુ છે કે જેક સમજે? ઘડીકમા ઉચને નીચ અને નીચને રાજપતિ બનાવી દેનાર તે વિચિત્ર ફાટાબાજ કુદરતે જેકને બચાવવા એક માછીમે મોકલી આપ્યો અને જેક બચ્યો બચ્યો તેવોજ તે રૂથના લગ્નમા વિઘ્ન નાખવા માટે ઘર તરફ આવતો રહયો અને જ્યારે ધર્મગુરૂ

પોતાની ક્રીયાના છેલ્લા શબ્દોથી ફ્રેન્ટોમસ અને રૂથને ઘણી ઘણીઆશ્ચર્યની ગાઢથી જોતી રે તે અગાઉ તો જોકે પોતાની વ્હાલી રૂથને એક દોરડા થકી ઉપર ખેચી લીધી રૂથને જાણે આકાશી દેવતાઓ ફ્રેન્ટોમસના પંજામાથી મુક્તી અપાવવા કાજે ખેચી જતા હોય એમ લાગ્યુ અને જેવી હેરીંગટનની તે મનોહર રૂથ અલોપ થઇ કે તરતજ ચોમેરથી પોલીસ અંદર ધસી આવી થોડાજ સમય ઉપર જે સ્થાને શાતીથી લગ્ન ક્રિયા થતી હતી તે જગ્યાએ ધમચકરી મચવા માડી ફ્રેન્ટોમસ આ અસાધારણ ગડબડથી અકળાયો. તેના ગોઠીયાઓ પણ ગભરાયા છતા હાથ પગ અફાડવા સિવાય વિશેષ કશુ પણ કરી ન શકયા જોત જોતામા તો તે લુચ્ચાઓ પોલીસના હાથમા કેદીની સ્થિતિમા રજુ થયા આ સઘળો બદોબસ્ત હેરીગટનેજ છુપી રીતે કરી રાખ્યો હતો, અને તે બદોબસ્તને અગે દસ દસ વર્ષ થયા પોલીસને ભમાવી રહેલો ઉઠાવગીર કેદ પકડાયો

x x x

આજે હેરીગટનને ત્યા અસાધારણ ગડબડ થતી નજરે પડતી હતી પરોણાઓની તો ધમાલ લાગી હતી હા આજે પોતાની તેમજ પોતાની પ્રિય પુત્રી રૂથની મુકતીથીહર્ષમા ઘેલો બનેલો હેરીગટન પરોણાઓ સાથે આનદ મનાવી રહયો હતો આજે તેણે પાર્ટી કરી હતી પણ તે હર્ષઘેલા લક્ષાધીપતીને શી ખબર પડે કે આજે તેને ત્યાની પાર્ટીમાજ કાઇ નવુ જુનું થઈ જનાર હતુ

એક પછી એક પરોણો આવતો તેમ માનથી તેમને આવકાર આપતો હેરીગટન ઉભો હતો એટલામા પ્રિન્સરૂપર્ટની પણ ત્યા પધરામણી થઇ શાહજાદાને જોતા સભામા વિશેષ આનદ પ્રસરાયો તે શાહજાદો પણ શાહી દોરદમામથી અદર દાખલ થયો અને માનથી પરોણાઓને નમતો એક કુરસી પર ગોઠવાયો આલબીનીઆનો પ્રીન્સ અત્યારે બધાની નજર ખેચી રહયો કારણ કે તે એક શાહજાદો હતો પ્રીન્સ રૂપર્ટ થોડીવાર ત્યા બેઠો હશે એટલામા હેરીગટન પણ ત્યા આવી પુગ્યો અને માનથી આલબીનીઆના તે પાટવી કુવરને નમતા બોલ્યો, "નામવર શાહજાદા પાર્ટીમા પધારેલા મહેમાનો આપના હિપ્નોટિઝમના પ્રયોગો જોવા ઉત્સુક થઇ રહયા છે શુ તેમની આજ્ઞા સ્વીકારશો?"

"ઓહો ઘણીજ ખુશીથી."

"માફ કરજો" હેરીંગટન બોલ્યો "આપને તકલીફ તો થશેજ"

"કાંઇ નહી મિત્ર એમા તકલીફ શાની ?" પ્રીન્સ રૂપર્ટે સભ્યતા દેખાડી "આવો બધા પરોણાઓને આ બાજુ બોલાવો"

શાહજાદાના હુકમથી બધા પરોણાઓ પ્રીન્સના હિપ્નોટિઝમના પ્રયોગો જોવા ભેગા થયા હિપ્નોટિઝમની વિદ્યા અજમાવવા માટે તેણે રૂથનેજ પસંદ કરી અને જોતજોતામાતો તે એક ખુરસી ઉપર બેસાડી દેવામા આવી પ્રીન્સ રૂપર્ટે પોતાની વિદ્યાનુ જોર ચલાવ્યુ અને તરતજ રૂથને શુ દેખાયુ ? ફેન્ટોમસ હા ફેન્ટોમસની ભયકર આકૃતીજ રૂથ સમક્ષ તરવા લાગી અને તે બુમ મારી ઉઠી જેક આ બધુ જોતો બાજુમાજ ઉભો હતો છતા બધાની મરજીને આધીન થઈ તે કાંઇ બોલી ન શક્યો નહી તો અત્યારે તેના મનમા એવુ થતુ હતુ કે તે પ્રીન્સ રૂપર્ટનુ ગળુ દાબી મારીજ નાખે

× × × +

કેદ પકડાયલા ફેન્ટોમસની મુલાકાત લેવા ડીટેક્ટીવ ડીક્ષન કેદખાનામા આવ્યો વળી અમલદારને જોતા બધા સીપાહી નમ્યા તેણે ફેન્ટોમસને મળવાની ઇચ્છા જણાવી અને તરતજ જેલના દરવાજા ખોલી ફેન્ટોમસવાળી ઓરડીમા તેને લઇ જવામા આવ્યો ફેન્ટોમસ અંદર બેઠો હતો ડીક્ષન તેની બાજુમા આવી ઉભો અને બોલ્યો "કેમ ફેન્ટોમસ સરકારી ખીચડી હજમ તો થાય છે ને ?"

"કોને હજમ થાય છે ?" ફેન્ટોમસે પુછ્યુ "અમારા નામવર ફેન્ટોમસ સાહેબને" ડીટેક્ટીવે હસતા કહ્યુ, "ના સાહેબ ફેન્ટોમસને તો હજમ નથી થતી પણ હા...તેના ગોઠીઆને થાય છે." એટલુ કહેતા તે કેદી આગળ વધ્યો અને ડીક્ષન સામે આવતાં તે ચપળ ડીટેક્ટીવ સમજી શક્યો કે કેદમા પુરાએલી વ્યક્તિ ફેન્ટોમસ નહોતી પણ તેનો કોઈ ગોઠીઓ હતો. જ્યારે ફેન્ટોમસ તો જેલમાથી છુમંતર થઇ ગયો હતો. ફેન્ટોમસ કેમ નાઠો તે સ્ક્રીનપર જોઈ લેશોજી પે ... ચાલતાને

એટલેજ ડીક્ષન તો બહુજ ગભરાયો અને તરત ત્યાંથી દોડતો હેરીગટનને ત્યા આવ્યો. ત્યા હજી પણ રૂપર્ટ પોતાના અખતરા અજમાવતોજ હતો. બધા પરોણાઓ તે જોવામા લીન હતા જેકુ પણ ઉભો ઉભો રમત જોતો હતો રૂપર્ટ સાથે આવેલી કાઉન્ટેસ નેડરા પણ ગમ્મત જોતી ઉભી હતી એટલામા ડીક્ષન દાખલ થયો અને હિપ્નોટિઝમની વિધા અજમાવતા નામવર શાહજાદાને ગળચીમાથી પકડતા બોલ્યો "હરામખોર મને પણ હાથ તાળી આપી ગયો!"

હા. હવેજ રૂપર્ટ ગભરાયો તેને છટકી જવાનો એકે માર્ગ ન જણાયો ફેન્ટોમસને હવેજ ખબર પડી કે તે કેદ થયો હતો અને જેવો તે પકડયો કે તરતજ કાઉન્ટેસ નેડરા હેરીગટનની પ્રયોગ શાળામા દાખલ થઇ અને દારૂ ઉપર કાડી મુકી ઘર સળગાવી મુકયુ બધા આવેલા પરોણાઓ આગ જોઈ નહાસવા લાગ્યા અને તે ગભરાટમા ફેન્ટોમસ પણ ડીક્ષનના હાથમાથી છુટયો, અને રૂથને બગલમા ઉચકતા બીજા ઓરડામા આવતો રહયો પણ તરતજ જેકે તેની પુઠ પકડી તે પણ પેલા ધગધગતા ઓરડામા જણાયો અને બન્ને હરીફોમા મારામારી થવા લાગી બબાગાળાઓ પણ આવી પુગ્યા છતા તેઓ આગ બુજાવી શકે તે અગાઉ ફેન્ટોમસના માણસો તેઓપર તુટી પડયા આગ બુજાવાની અટકાઇ તેજ ગડબડમા ફેન્ટોમસ જેકને મારી બબાવાલાના કપડા પહેરી રૂથને લઇ ન્હાસી છુટયો

રૂથને ઉપાડી ફેન્ટોમસ નાઠો જ્યારે જેક ડીક્ષનની મદદથી પેલા સળગતા ઘરમાથી બચી શકયો અને જેવો તે ખુલ્લી હવામા આવ્યો કે તેને રૂથ યાદ આવી એક પળ પણ ન ખોતા તે બીજી મોટરમા ડીક્ષન સાથે કુદી પડયો અને ફેન્ટોમસની પુઠે પુઠે ગયો આગળ ફેન્ટો-મસ પાછળ પડેલા બળવાન યોદ્ધાઓના ભયથી યાહોમ ધસ્યે જતો હતો રૂથ બાપડી તે ભયંકર અને માનવ અવતારમા અવતરેલા ઢોર જેવા ફેન્ટોમસના સકંજામા સપડાઇ હતી તે બાપડી શુ કરી શકે નીરદોષ રૂથ એક તરફ ફેન્ટોમસને પરણવાની અને બીજી તરફ પોતાના પ્યારા જેક ની ચીંતા એ બને આફતોના સકંજામા ગોથા ખાતી તે- અકડાઇ ગઇ

પેહેલો સીન ૧ સાહુકાર, શરીફ બદમાશ ફેન્ટોમસ અત્યારે હેરીંગટનના મકાનમાં પ્રીન્સ રૂપર્ટનો વેષ ધારણ કરી પાર્ટીની મોજ ચાખી રહયો હતો પણ તેટલામાં તો આપણો બહાદુર ડીટેકટીવ ડીક્ષન ત્યાં આવી ચઢયો.

શરીફ બદમાશ



ફેન્ટોમસ

“ખબરદાર બદમાશ એક ડગલું બી હઠયો છે તો,” ફેન્ટોમસ તો ડીક્ષનનો જોઈને બે ઘડી ઠીઘ મુઝ્જ બની ગયો. અને વગર ખેંચતાણ કરવે પોલીસને શરણ થયો, હવે જોવાનું છે કે—

**કોણ સરસ થાય છે ફેન્ટોમસ કે ડીક્ષન ?**

હતી રૂથ જનમીજ માત્ર દુ:ખો જોવા માટેજ હોય તેમ એક ક્ષણવાર પણ તે સુખ ન અનુભવી શકી

પુરી મુરાદે દીલ હો યા ફુટે મેરા નસીબ
ચલતે હુય અબ તો કુચ એ કાતિલકો યા નસીબ

ફ્રેન્ટોમસ જેકને ડીક્ષનની જીવતોડ હરીફાઇ થઇ રહી હતી બને મોટરો ચલ હોમ ધસે જતી હતી અને ડીટેકટીવ તેમજ જેક તે અદગ ઉદાવગીર ફ્રેન્ટોમસને પકડી શકે તે અગાઉ તો લાગ જોઇ રૂથ તેની મોટરમાથી કુદી પડી અને ફ્રેન્ટોમસ પોતાની મોટાર ઉભી રાખી તેને ફરી પકડી શકે તે અગાઉ તો મનોહર રૂથ જોત જોતામા અલોપ થઇ

ફ્રેન્ટોમસે મોટર ઉભી રાખી અને પોતાના માણસોની મદદથી રૂથને શોધવા નીકળયો ત્યારે જેકને ડીક્ષન ડીટેકટીવ પણ ત્યાજ શોધ ચલાવતા રહયા પણ રૂથ ન મલી આખી રાતના વ્યર્થ કોશિશ તે આખી ટોળકી કરતી રહી રાત વીતી ને છેવટે ઉષા કાલના સોનેરી કીરણો સુર્ય દેવે પ્રસરાવ્યા ને ત્યારેજ આપણને રૂથ દેખાઈ શકી જેક ફ્રેન્ટોમસ અને ડટેકટીવ તે અત્યારે વ્યર્થ ફાફાજ મારી રહયા હતા રૂથ તેમને ન મળી કારણ કે તેતો રાત્રે જગલી પ્રાણીઓથી ધાસ્તીની એક ઝાડ ઉપર ચઢી બેઠી હતી રૂથ એક આખી ભયકર રાત પેલા ઝાડ ઉપર કાડી સવાર પડતા તેને એક જગલી ઘેડો ચરતો જણાયો બરાબર ઝાડ નીચે પેલા ઘોડાના આવતા રૂથ એકદમ કુદી પડી અને તે જગલી પ્રાણીના પીઠ ઉપર વાયુ વેગે ઉડી નીકળી ઘણોએક પંથ કાપ્યા પછી થાકી ની સોસ થઇ ગયેલી રૂથને તેનો પ્યારો જેક અને ડીટેકટીવ ડીક્ષન મળવા પામ્યા અને જેવી જેકની દષ્ટી પોતાના પ્રિયતમ ઉપર પડી કે તે હર્ષ ઘેલો થઇ રહયો, અને ધીમેથી રૂથને સભાળતો બોલ્યો "વ્હાલી રૂથ હવે કેમ છે?"

"થાક બહુજ લાગ્યો છે"

એટલું કહેતા રૂથ નીરાશ થઇ તેના હાથમા ઢળી પડી જેક ત્યા ઉભા રહેવાનુ ઉચ્ચીત ન ધારી રૂથને લઇ ચાલવા લાગ્યો પણ

ચાહક પીના કેમ જવાય ? એ ચિંતા મનમા ઉપજી છતા ચતુર જેકના ચપળ નેત્રોએ ફેન્ટોમસની ગાડી ભણી પોતાની તેજી અજમાવી અને તરતજ જેક, ડીટેક્ટીવ ડીક્ષન અને રૂથ ચાલતા થયા મોટર પાસે ઉભેલા ફેન્ટોમસનો માણસોને મારી હઠાવતા થોડાકવાર જેક તેમજ ડીક્ષનને અગવડ વેઠવી પડી પણ થોડીવારની ઝપાઝપી પછી તેઓ પોતાનો માર્ગ મોકળો થએલો જોઇ શકયા તરતજ ત્રણે વ્યક્તિઓ મોટરમા ચઢી બેઠી તેવીજ ફેન્ટોમસની આખે તે વાત છાની રહી શકી તેની ઝેરી નજર નહાસતા જેક ડીકસન અને રૂથ પર પડી અને તે પણ એક મોટરમા પોતાના ગોઠીઆઓ સાથે ચઢી બેસી ચોહોમ મોટર હકારતો વાયુ વેગે ચાલતો થયો, છતા જેક અને રૂથને પકડી પાડવાની ફેન્ટોમસની આશા તો તેના મનમાજ રહી

તલવાર ખીચ કે પજ્મે કાતીલમે રહ ગઈ

બીસ્મીલકી આરઝુ દીલે બીસ્મીલ મે રહ ગઈ

પાછળ લાગેલા ફેન્ટોમસના હાથમાથી છટકી જવા કાજે જેક ડીટેકટીવ અને રૂથ મોટરમા ચા હોમ ધસ્યે જતા હતા ફેન્ટોમસની મોટર ઘડીએ ઘડી પાસેને પાસેજ આવતી જતી જેથી લાચાર થઇ છેવટે જેકે પોતાની મોટર ઉભી રાખી અને પોતાની પ્રિય તેમજ ડીટેકટીવને લઈ જગલ ભણી દોડવા લાગ્યો દૈવજોગે તેજ જગલમા રક્ષણનુ એક મથક જેકને દેખાયુ જે એક નાનકડુ પણ મજબુત ઘર હતુ કાઇ પણ વિચાર કે ધાસ્તી રાખ્યા વિના આ બહાદુર ત્રીપુટી તે ઘરમા દાખલ થઇ અને દરવાજો બધ કરી લીધો. ફેન્ટોમસ પણ પોતાની મોટરમાથી ઉતરી પોતાના ગોઠીઆઓ સાથે જેકની પુઠ લઇ ગોલી બાર કરવો ચાલુ કરી દીધો. આ પ્રમાણે એક રૂથ કાજે પોતાની મનોહર માશુકકાજે જેક અનેક સકટો અનુભવતો હતો.

ઇશ્ક કરના હવ તો પરવાનેસે અય દીલ સીખલે

કે સરે મહેફીલ નીસારે શમ્આ મહેફીલ હો ગયા.

છતા સદભાગ્યા જેક તે ખાલી પડેલા નાનકડા ઘરમાથી એક બે બદુકો તેમજ થોડીક ગોળીઓ મેળવી શકયો અને જોત જોતામા તો ત્યા નાનકડુ રણ ક્ષેત્ર નજરે પડવા લાગ્યુ. લડાઇ જામી સામ સામી ગોળીઓની વૃષ્ટિ થવા લાગી બદુકના ધુમાડા ઉડવા લાગ્યા છતા . . પરાજય ના ફ્રેન્ટોમસનોજ થયો હો કેમ ન હોય ? ! ! ! સત્યનો બેલી તે પરમ કૃપાળુ પરમાત્મા છે જરૂર જરૂર તે સત્ય-વાનોને મદદ કરે છે તેજ કૃપાળુ ઇશ્વરે જેકને સહાય આપી જેકને વિજય દેવીએ વિજય માળા આરોપી

ફ્રેન્ટોમસે જ્યારે પોતાની હાર થતી જોઈ ત્યાર તેણે થોડુક ઘાસ અને ઝાડની સુકી ડાળખીઓ ભેગી કરીને વરમા જેક ડીટેકટીવ ડીકસન અને રૂથે રક્ષા લીધી હતી તે ઘરને આગ લગાડી દીધી જોત જોતામા તો આગના ભભુકા તે નાનકડાના ઘરની આસપાસ દેખાવા લાગ્યા અને તે વટોળીઆમા પ્રથમથીજ દુખો ખમતી આવતી ત્રીપુટી ઘેરાઇ છતા સમયસુચકતા વાપરી જેકે તે ઘરમાથી પાછલે રસ્તે નીકળી ન્હાસ-વાનુ ઉચ્ચીત ધાર્યું અને ડીટકટીવ ડીકસન સાથે મસલત કરતા તેણે તેજ યોજના અમલમા મેલી ફ્રેન્ટામસ અને તેના માણસો જ્યારે ઉડતા આગના ભભુકાને તપાસતા હતા ત્યારે જેક, ડીટકટીવ ડીકસન અને રૂથતો પાછલે દરવાજે નીકળ્યા જયારે ફ્રેન્ટોમસતો હજી પણ ત્યાજ ઉભો ઉભો આનામા લટકી રહયો હતો

જેક ડીકસન અને રૂથ ફ્રેન્ટામસના હાથમાથી છટકી ચાલી નીકળ્યા અને ઘણે દુર ગયા પછી માર્ગમા તે ત્રીપુટીને એક ઉડી ખાણુ જડી ખાણ જોતા જેકને પોતાની મોટર ઉભી રાખવાની ફરજ પડી અને ત્યાથી આ ત્રણે વ્યકતિઓ પગે ચાલતી આગળ વધી દુખથી હેરાન હેરાન થએલી રૂથતો થાકીને લોથ પોથ થઇ ગઇ હતી મખમલ અને રેશમ ઉપર ચાલનાર તે કોમળ કમળ શુષ્ક થઇ રહયુ હતુ

કહી મર હય કહી સીના કહી બાઝુ કહી આતુ
હમારી લાશ અય કાતીલ નહી તગહીરકે કાબીલ.

વીલ્યમ ફોક્ષની ૪૦ ભાગની તદ્દન નવી હીંદુસ્તાનમા પહેલીજ વખત આવેલી ગજાવર ધડકે ધુજાગ છળ કપટના બનાવો વાલી ડીટેકટીવ



સીરીયલ તમોએ જો આ સીરીયલ જોવાની ઉમદા તક ગુમાવી તો યાદ શાખજો કે તમારા અડધા વરસ પાણીમાજ પીગળી ગયા

છતા તે ભોળી હરિણીને વધુ વાર દુઃખી ન થવું પડયું ચાલતા ચાલતા તેઓ એક ખેડુતના ઘર પાસે આવી પુગ્યા અને ત્યારેજ રૂથને નીરાત વળી, જો કે ખેડુતને હાક મારી અને તેના પાસે આવતા કરૂણા ભર્યા સ્વરે તેણે પેલા ખેડુતને પુછ્યું "શું આપ અમને આસરો આપી શકશો "?

"ઓહો ઘણીજ ખુશીથી, તમે થાકેલા બહુ દેખાઓ છો આવો અંદર આવો" એટલું કહેતા પેલો ખેડુત પોતાના ઘરનુ બારણું ઉઘાડી ત્રણેને અંદર લઇ ગયો" આ પ્રમાણે થાકેલી રૂથ થોડી વાર સુધી શાંતી મેળવી શકી

ખેડુતના ઘરમા જતા ડીટેકટીવ ડીકશન રજા ચાહી ત્યાંથી છુટો પડયો રૂથના કપડા તો તદન ફાટી ગયા હતા તેથી તેણે થોડાંક કપડા આપવાની પેલા ખેડુત પાસે માગણી કરી અને થોડીવાર પછી રૂથ તેમજ જેક કપડા બદલી આરામ લઇ શકયા. પણ. નહીં હજી સુધી જાણે સુખ તેમના ભાગ્યમાંજ ન હોય તેમ ફ્રેન્ટોમસના ભટકતા એક બાધીઆની નજર જેક પર પડી, અને તે હરામખોરે પોતાના ખીસામાથી પીસ્તોલ કાઢી જેક પ્રત્યે ટાકતા તેણે એક ગોળી છોડી છતા સદ- ભાગ્ય જેક બચવા પામ્યો નીશાનો ખતા ખાઇ ગયો જેકનુ આયુષ્ય દીપક ન ઓલવાતા પ્રકાશતોજ રહ્યો છતા છુટેલી ગોળીની તપાસ કરવાને વીર યુવક રૂથને સાથે લઇ પેલા ખેડુતની એક ગાડીમા ચઢી બેસી ચાલતો થયો છતા શીકારી તો કયારેનોએ ન્હાસી છુટયો હતો

ફરીને રૂથ અને જેકની રખડપટી ચાલુ થઇ, રૂથ યુવાવસ્થાના આનંદમય ઉપવનની ખીલતી કળી જેણે અત્યારે પુર બહારમા પ્રકાશતા યૌવનના લ્હાવા લુટવા જોઇએ તે આફતો ઝેલી રહી હતી

નવજવાની હય ન પુછો રૂપે જાના કી બહાર

કુછ અજબ મૌસમે ગુલમે હય ગુલીસ્તાકી બહાર.

હય જ્યાં જીવને અંશુક વેરી મહેર હય ખુબ,
સાથ સુસફ કે ગય મીસમે ફીન્આ કી બહાર
રંગ મહેફીલકા તો જમગટસે હસીનોકી કે હય,
ગુલજો ખીલતે હય તો હોતી હય ગુલીસ્તામે બહાર

છતા એ સમજુ કયા હતુ ? ! ! ! રૂથતો હાડમા જ રહ રહી હતી કોઇને પણ તે ભોળા અને નિર્દોષ બાળા પ્રત્યે પ્રેમ ઉપજે તેવી તે કુમારીકા પર ફેન્ટોમસ જેવો નિર્દય પ્રાણી અત્યાચાર ગુજારતો હતો. અને રૂથ તેનો પીતા મહાન શોધક, કીમીયાગર હેરીંગટન અમેરીકાનો પ્રખ્યાત જાસુસ ડીકસન અને રૂથનો પ્રાણ પ્યારો જેક પણ તે હરામખોરથી મુજવાતા હતા

ગોળીબાર કરનારની શોધમા નીકળેલા રૂથ અને જેક પોતાની ગાડી દોડાવ્યેજ જતા હતા પણ કાંઇ સારૂ પરિણામ આવે તે અગાઉ ભુંડા પરિણામનાજ તેમને દર્શન થયા એટલે ફેન્ટોમસના નીચ અને પૈસાન ટોળી ખાધીઆઓથી તેમને ભેટો થયો

માર્ગમા તે હરામખોરાથી જેક અને રૂથ હેરાન થયા, એમ કહો કે બારે પ્રયત્નો છતા તે બન્ને પ્રેમી પંખીડા તે ક્રૂર પ્રાણીઓના હાથમા કેદ પકડાયા જેક અને રૂથને કેદ કરી તે છ સાત મવાલીઓ તેમને તાણુતા તાણુતા એક એકાંત જગ્યાએ આવેલા ઝાડ પાસે લઈ આવ્યા અને જેક જેવા એક બળવાન અને ખરા વીર યુવકને તેઓએ પેલા ઝાડ સાથે જકડી દીધો. એટલેથીજ ન અટકતા દયાહીણુ પીશાચો જેકના પગ તળે આગ સળગાવવાનો નિશ્ચય કર્યો. એટલે તરતજ થોકાક સુકા પાદડા તેમજ ડાળીઓ મગાવી લેવામ' આવી તેને જેકના પગ આગળ ગોઠવી તેમા આગ ચેતાવી દેતા અલ્પકાળમા ધુમાડાના ગોટેગોટા ત્યાં જણાવા લાગ્યા. જેમા ગુંગળાતો જેક બળવા લાગ્યો. પણ...રૂથ પોતાના પ્રિયતમ આ દશા કેમ જોઇ શકે ? કઇ એવી પ્રિયા હશે જે પોતાના વહાલાને છતી આંખે બળતો જોઇ શકવાની તાકાત ધરાવતી હોય ? કોઇજ નહી' રૂથમાં પણ તે તાકાત નહોતી પોતાના પ્યારાને

બળતો જોઇ તેના નેત્રોમા પણ અગાર જણાવા લાગ્યા ગરીબડી હરિ-ણીને શુર છુટયુ અને છેડાયલી વાઘણ પેઠે પોતાના વ્હાલા જેકને બચાવવા તે ઉભેલા મવાલીઓને પોતાના કોમળ હાથથી ધકેલા લાતો મારી છુટી થઇ અને જાણે રૂથ ગાંડી થઇ ગઇ હોય તેમ જેકને બચાવા પેલી આગમાથી બળતો અટકાવવા આગળ ધસી આવી

કયા મઝા ઉસ દર્દમે જીસ્મે કે રૂસ્વાઇ ન હો,

મીલ્લે મજનુ જબ તલક લયલા કા શયદાઇ ન હો

અને ખરેખર જેક માટે પ્રાણ પાથરનાર રૂથ મહા મહેનતે જેકને બધન મુકત કરી શકી જેકના બધનો છુટયા હવે શુ થતુ ? જેક નહી છુટયો પણ વાઘ છુટયો સ્વતત્ર વાઘ શુ કોઇને શરણ થયા ! જેક પણ ન થયો છુટતાજ તેણે પોતાની ફુલ જેવી પ્રિયા રૂથને બગલમા ચાપી ન્હાસતો થયા અને અલોપ થયો ગુમ થયો

પેલા મવાલીઓના હાથમાથી મુકતી મેળવી રૂથ અને જેક એક શહેરમા આવી પુગ્યા, અને એક મકાન આગળ આવી પહોચતા એક માણસે જેકના હાથમા ચીઠી મુકી અને ચાલતો થયા જેકે તે ચીઠી લીધી અને ઉઘાડી વાચતા તેમા નીચે પ્રમાણે લખ્યુ હતુ

**રૂથ.**

જો તુ તારા બાપને જોવાજ માગતી હોય તો લીન વુડ હઉસ મા આજે જરૂરજ આવજે ત્યા તને તારો બાપ મળશે

**ડીકસન**

તે કાગળમા ડીટેકટીવ ડીકસનની સહી હતી, છતા રૂથે શકાશીલ મુખડે કહ્યુ 'જેક ડીયર મને તો આમા કોઇ દગા જેવુ દેખાય છે

"ના, ના, જો આ હસ્તા અક્ષરો પણ ડીકસન્નાજ છે"

"શુ તમે તેના અક્ષરો ઓળખો છો ?" રૂથે પુછયુ

"હા, હા, મને ખાત્રી છે કે ડીક્સનેજ આપણનેજ બોલાવ્યા છે" જેક કે મક્કમતાથી કહ્યુ અને તરતજ લીનવુડ હાઉસમા જવા સારૂ તેઓ એક ટેક્સી લેવા ગયા, તેમને ત્યાજ એક મોટર ઉભેલી જણાઇ અને ડ્રાઇવર પાસે જતા જેક કે તરતજ પુછ્યુ ' લીનવુડ હાઉસમા જવુ છે

લીનવુડ હાઉસનુ નામ સાભળતાજ પેલો ડ્રાઇવર તો ધ્રુજવા મડયો અને બોલ્યો 'માફ કરો સાહેબ બીજી કોઇ મોટર શોધી લ્યો"

જેક બીચારો બીજી મોટર ગોધવા લાગ્યા અને બીજી એક ગાડી પણ તેને ત્યાજ મળી તેના માલીકને પુછતા તેણે પણ આવવાની ના પાડી છતા પઇસાની વધુ લાલચ દેખાડતા તે બુઢો રાજી થયો અને જેક તેમજ રૂથ હાલ તરત તો તે મોટરમા બેસી લીનવુડ હાઉસમા હેરીગટનને મળવા ચાલતા થયા

લીન વુડ હાઉસમા યુગતા યા તો કોઇપણ તેમને ન જણાયુ પણ હા, કોઇ જગ્યાએથી માત્ર કોઇનો હાથ દેખાતો તો કોઇ જગ્યાએ હાડપીંજરો નજરે પડતા કોઇ કોઇ વાર જોરમા ધડાકા થતા, અને તે ધડાકાથી રૂથ બાપડી ગભરાઇ ગભરાઇ જતી, અને તજ વખતે કાઇ દગો થયેના હોય એમ રૂથ કલ્પી શકી તોએ જેક આશ્વાસન આપી તેને એક જગ્યાએ બેસાડી પોતે શોધ કરવા ગયો અને જેવો તે ગયો કે રૂથે શુ જોયુ? બોખા જેવો એક ક્હો કે પલીત જેવો એક બુઢ્ઢો વાકા ચુકા હાથ સાથે રૂથને મારી નાખવા માગતો હોય તેમ ચેન ચાળા કરતા જણાયો, રૂથ આ જોઇ ગભરાઇ બુમ મારી ઉઠી અને જેવી તેણે બુમ મારી કે તે બુઢો ગુમ થએલો જણાયો તે બદલ રૂથે શુ જોયુ? બે ભયકર હાથો તેને પકડવા ધસતા દેખાયા અને રૂથની છાતી ધડકવા લાગી અલ્પ કાળ પછી તે પણ ગુમ થયા કે તરતજ એક ધડાકો થયો સામે દેખાતી એક અલમારી ઉઘડી અને તેમા એક હાડપીજર ઘડીકમા હરતો તો ઘડીકમા વિચિત્ર ચેનચાળા કરતો રૂથે જોયો આ તરફ રૂથ જ્યારે આ બનાવ જોતી હતી ત્યારે બીજા ઓરડામા જેકને એક હાથે પકડયો છતા પોતાના બળથી

માણસ માત્ર ભુલને પાત્ર હોય છે, પછી તે ગમે તેવો ચોર હોય યા શાહુકાર હોય, આપણો ફેન્ટોમસ પણ તેવાઓની શફમાં ઉભો રહી શકે તેવોજ શરીફ બદમાશ હતો પણ તેનાથી બી ગમે તેવા કાવા દાવા કર્યાં છતા હજારો ભુલ થઈ છે જે તે ભુલ કર્યાં પછીથીજ જાણી શકયો છે

શરીફ બદમાશ



ફેન્ટોમસ ચોર

ચોરને ઘરે ચોર પરોણો આવ્યો છે !

જેક ખુશી થયો અને તે હાથ પકડતાં તે તો માત્ર એક બનાવટી હાથજ નીકળ્યો ત્યાથી જેક રૂથ પાસે આવ્યો અને જેવો તે રૂથ આગળ આવ્યો કે રૂથ તેના ખોળામા દબાઇ ગભરાઇ ગયેલા રૂથને હઇયા સરસો ચાંપતો જેક ઉભો હતો એટલામા ફરીને પેલોજ બુઢો દેખાયો જેક તેને પકડવા દોડયો પણ અફસોસ. .. તે વીર યુવક એક ફાલકા વાટે અંધારા ભોંયરામા કેદ પકડાયો રૂથ ત્યા એકલીજ રહી ગઇ



## આ ભુત પ્રેતવાળા ઘરનો ભેદ તમે ઉકેલી શકો છો?

## જેક તે ભોંયરામાંથી છુટશે?

---

## એકલી પડેલી રૂથનું શું થશે?

---

## શું તે ચીઠી ડીટેકટીવેજ લખી હતી?

---

## રૂથના બાપ હેરીંગટનનુ શું થયું?

---

વધુ દીલ ધડકાવનારા અને અજાયબી પમાડનારા

અમારા ચોથા અઠવાડીઆના વધુ ૭

ભાગ જોઇ ખુલાસો મેળવજો



# ફેન્ટોમસ યાને શરીફ બદમાશ

## ૪૦૦૦૦ ફીટ લાંબી સીરીયલ છે યાદ રાખજો.

બન્ને અઠવાડીઆઓથી બાદશાહી આલીશાન સીનેમા ગ્લોબમા ધાંધલ, ધરપચ ધમાલ મચાવી કમાલ કરી રહેલી વીલ્યમ ફોક્ષની તદન નવી ચાલીસ ભાગની ગજાવર જબરજસ્ત સીરીયલ.



એક સારી ચીઝ હોય તો તેને જોનારા સેકડોથી નહી પરંતુ હજારો ને લાખોથી હોય છે આ પણ એક તેવીજ ચીઝ છે કે જે નાના કે મોટા અદના કે આલા; જુવાન કે બુઢા સર્વેને એક સરખી મોજ આપે છે, અને તેને જોવાને માટે લોકો ઘણે દુર દુરથી આવે છે અમેરીકા અને ફ્રાંસમા આ ફેન્ટો-મસની સીરીયલ જોવાને લોકોનો દરોડો એટલો બધો તો હતો કે આ સીરીયલ લોકોની સગવડ માટે ખાસ ત્રણ ત્રણ સીનેમાઓમા ચલાવવામા આવી હતી

## ગ્લોબ સીનેમા, સેન્ડહર્સ્ટ રોડ.



# ફેન્ટોમસ યાને શરીફ બદમાશ

---

વીલ્યમ ફોક્ષની ૪૦ ભાગની
તદન નવી

## ડીટેકટીવ સીરીયલ

મીસ એડના મગરીએ આજ સુધીમા ઘણાક ડ્રામામા તેમજ સીરીયલોમા કામ કર્યું છે પરતુ આ ફેન્ટોમસની સીરીયલમા તેણી જે છુટથી કામ કરે છે તેવુ કામ આગળ કદી પણ કર્યું નથી

---

મીસ એડના મગરીને માટે કહેવામા આવે છે કે તેણી આજકાલ સર્વેથી સારી એકટ્રેસ ગણાય છે અને એક રાણીના તોર અને દમામથી રહે છે તેણની ઉમર જો કે નાની છે તો પણ તે ઘણાજ બીકટ કાર્યો કરી બતાવે છે જાણીતા ફીલમ પ્રોડયુશર જોની વોકર સાથે તેણી આ સીરીયલમા ઘણુજ વખાણવા લાયક કામ કરે છે જે જોઇ તમો જરૂરજ શાબાશીના ઉગારો કાઢયા વીના રહી શકવના નથી.

# ગ્લોબ સીનેમા.

## સેન્ડહરસ્ટ રોડ ગોલપીઠા મુંબઇ.